# ચણ્ડદેવીનું ચરિત્ર

યાને

# ફેશનનો ફારસ

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર,

**બ્રહ્મભટ્ટ ગંભીરદાસ કરશનદાસ ભગત.**

ઠે. સરસપુર વાસણશેરી મુ. અ'વાદ.

સાખી—ચાહ પીવાના જેટલું, ધર્માદામાં ધન;
અપંગને જે આપશો, જરૂર થાશે પુન્ય.



આવૃત્તિ ૧ લી. પ્રત. ૧૦૦૦.



સંવત ૧૯૭૬ સને ૧૯૨૦

શ્રી જૈન વિદ્યાવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં શા. પોપટલાલ
અમથાભાઇએ છાપ્યું ઠે. ઘીચાંરોડ—અમદાવાદ.

કીંમત રૂ. ૦-૨-૦

# ચહાદેવીનું ચરિત્ર

## યાને

# ફેશનનો ફારસ.

---

### કવ્વાલી—ગઝલ ૧ લી.

જનમ તેં ચીનમાં લીધો, કે તારો સંગ ત્યાં કીધો;
ભરી પ્યાલો પ્રીત્યે પીધો, હવે તું હિંદમાંથી જા.
કમ તાકાત તેં કીધા કે દરશન તેં હવે દીધાં;
કંઈકના જીવ તે લીધાં, હવે તો હિંદમાંથી જા.
પ્રભાતે બાળકો જાગે, ચહા દેવી તને માગે;
ભારતવાસી પગે લાગે, હવે તું હિંદમાંથી જા,
જ્યારથી દેશમાં આવી, હકીમો વૈદ ગ્યા ફાવી;
અમારાં કાંઈ ખુલ્યાં ભાવી, હવે તું હિંદમાંથી જા.
નથી ઘી દૂધ તો મળતું, બધું હોટેલમાં બળતું;
અહિંથી રાંડ તો ટળ તું, હવે તો હિંદમાંથી જા.
ધર્મમાં પાઈ ના આલે, હોટેલમાં હોંસથી મ્હાલે;
એઠા ચમચા મોમાં ઘાલે, હવે તું હિંદમાંથી જા.
અઢારે વરણને માટે, એઠા સૌ કપ તો ચાટે;
તમારૂં મોઢું કેમ ફાટે; હવે તું હિંદમાંથી જા.
કપાળે તો કરે ટીલાં, કંઈક તો લાલ ને પીળાં;

ચહા વિણુ મુખ છે ઢીલાં, અરે તું હિંદમાંથી જા.
ગુમાની ઉચના બેટા, જ્હાં હોટેલમાં પેઠા;
ખાય છે અન્ન તો એઠા, હવે તું હિંદમાંથી જા.
ચહા હોટેલમાં આવી, દવાખાનાં ખાવા સંગે લાવી;
ફુટી ગયાં હિંદનાં ભાવી. હવે તું હિંદમાંથી જા,
ચહાનો સંગ મુકી દઇ, બેસો સૌ કો પ્રતિજ્ઞા લઇ;
કવિતા તો કહે ગાઇ, હવે તું હિંદમાંથી જા.

## કવ્વાલી—ગઝલ ર જી.

ફુંકીને ચાહ તો પીતા, બજારે બાંકડે બેસી;
અરે! એ ચાહ દેવાથી, મચ્યા છે લાખમાં એંશી.
અજબ એ ચાહ દેવીને, પીતાંમાં ટેસ તો આવે;
ચપણીવાં ચાટતાં મોંઢે, જરાએ લાજ તો નાવે.
જગન્નાથ ધામના જેવું, અરે હોટેલમાં એવું;
કર્યા છે એક આરે તો, પડે ના કોઇને કહેવું.
શ્રીમંતો ને ગરીબો તો, સર્વ તો ચાહને ન્હાતા;
વઢેલા વ્હાલથી મળતા, કટોરા ચાહના પીતા.
અરે એ ચાહ દેવીજી, તમારા ભાવિ તો ભક્તો;
શ્રદ્ધા ઉઠી સર્વની તો, પધારો આપને ગોખે.
ઝપાટાબંધથી જાજો ન જોશો પુંઠ તો વાળી;
અરે આ હિંદ બાળકનાં, મુક્યાં છે કાળજાં બાળી.
તમોને ચાહ દેવીજી, દેખીને વેર આવે છે;
તમારા દેખતાં દર્શન, ધર્મ ને ધન જાવે છે.
થયું પોગળ ઉઘાડું તો, તમારૂં આજથી ચોકખું;
વસ્યાં જઇ જીગરે જેને, રહ્યું એક દેહનું ખોખું.

ઘણી ગંભીરને ચિંતા,, તમારી ચાહદેવીજી;
પધારો આપના ધામે, કરી ગુજરાતને ઘેલી.

## કવ્વાલી–ગઝલ ૩જી.–ચહાદેવીના ચમત્કાર વિષે.

પ્રતાપી ચાહદેવીજી, તમારી મહેર જ્યાં સાચી;
માંદા થઇને મરે વહેલાં, વળે ના પાલખી પાછી.
ચમત્કાર ચાહ દેવીનો. ઉઘાડો તો અમે જોયો;
કર્યો જ્યાં સંગ તો એનો, ઝપાટે દેહ તો ખોયો.
અરે ઓ ચાહદેવીજી, પુજારીને પુરા ઠોધા;
પડછા જાહેર તો દીધા, પ્યાલા જેહને પીધા.
તમારી દાસીઓ બીડી. સીગારેટો વળી ગોળા;
બરાબર સંગ જ્યાં કીધો, ન ભાળે આવતી હોળી.
તમારા કીટલી ડેરા, અરે આજે પડી ખાલી;
ઉછળતાં નીચેથી ઉંચે, અરેરે ક્યાં ગયા ચાલી,
અરે ઓ ચાહદેવીજી. સદા સરાવશું તમને;
ઉજવશું આજથી તમને, ન આવો કેઇ દી સ્વપ્ને.
તમારા પિંડ વેરીશું લઇ સોના તણો વાળો;
ગયાજી શ્રાદ્ધ તો કરશું, ફરીને હિંદ ના ભાળો.
ખરૂં ગભીર તો કહે છે, અમારી અરજ તો છે;
પ્રતિજ્ઞા ચાહની લેવી, સુધારો તો તમારો એછે.

## કવ્વાલી–ગઝલ ૪ થી.–ચહાદેવીના ચિકિત્સા વિષે.

ડબલ શીંગલ સ્પેશ્યલ તો, મંગાવે ઓર્ડરો આપી;
ડબલ ચારજ ચડાવીને, મુકે છે નકલો છાપી.

ભલે હોય ભીલ કે કોળી, ભરી લાવે કરી ભાણું;
શરાબી એમની જુવો, મુકાવે તુરત તો નાણું.
હોટલો તો–તણા પાપે, દવાશાળા ઘણી ખોલી;
ગયું ગૌરવ જ્ઞાતિનું, બેઠા છો ધર્મને બોળી.
પ્રતિજ્ઞા પ્રેમથી પાળો, શોખીલા મનને વાળો;
કર્યો છે કેર તો ટાળો, અરે આ–ચાહ તો આવી.
શીગારેટો હવે છોડો, અમુલ સ્વાસા તમે તોડો;
ન બેસી મોટરે દોડો, ફર્યા છો ફેશને મોહી.
સભકતી મોટરો ધુણી, મગજને માંદગી લાવે;
શબ્દ આ સત્યના સુણી, શિખામણ ચિત્તમાં આવે.
બચે પૈસા ને આયુષ તો, ધર્મની લાગણી ધારો;
વસે આચારમાં લક્ષ્મી, ભવિષ્યનો ભાઇ વરતારો.
મનુષ્યનો દેહ તો મ્હોટો, કર્યો ઉપયોગ તો ખોટો;
પડ્યો આચારનો ટોટો, હવે તો એ સુધારોને.
જુઓને જૈન બંધુઓ, ભલા ઉપકારને માટે;
લીધો છે ટેક શીર સાટે, મુકી હોટેલની વાટે.
પીવો ન ચાહ ખાણાં તો, પ્રતિજ્ઞા દ્રઢ તો કીધી;
સાબાશી જગતમાં લીધી, ખરેખર ખંતથી આજે.
ખરી ગંભીરની વાણી, લેજો આ લક્ષમાં જાણી;
ઉત્તમ આચારને પાળો, સુધારો તો તમારો છે.

## કવ્વાલી–ગઝલ ૫ મી.–ચાહદેવીને ચાબૂક.

સુરબ્બી મહાત્મા ગાંધી, અનસુયા બ્હેન તો કહે છે;
સુધારો ભાષણો સુણતાં, તમારો ધર્મ તો એ છે.

કદિ ના હોટલે જાવું, ન ખાણું વીશીએ ખાવું;
વટલવું ચાહથી ચહાવું, ઉઘાડો દાખલો એ છે.
ધર્મને ઘોઇ પીનારા, ખોટાં એ ખર્ચ કરનારા;
હોટલે જાય હત્યારા, બેશરમા લાજ તો મૂકી:
અરે ઓ હિંદના બંદા, બની બેઠા તમે અંધા.
કરો છો નીચના ધંધા, હમેશાં હોટલે જાવું;
મુવાલી માંવરો પાડયો, પડયા રહો રાતને દહાડો;
વાળ્યો છે આંક તો આડો, હવે તો એ સુધારોને.
ધર્મને અંગની કીંમત, લુટીછે હોટલે હીંમત;
ખોટા ખાણે બન્યા ખોખુ, બધી વાતે કરયું ચોખુ
લૉજ ને હોટલો આવી, ટળે ના કોઇથી ટાળી:
વટલવું દામ આપીને, રકાબી કડકતો પ્યાલી.
બરાબર ટેક તો લેવો, ચાહાનો કોપ ના પીવો;
મળે ખુબ લાભ લક્ષ્મીનો, અચળ આયુષથી જીવો.
છોડી દો ચાહ પીવાની, ઘણી ગંભીરની મરજી:
કહ્યું આપને અરજી, વીવેકી વાત લ્યો સમજી.

## ગઝલ કવાલી ૬ ઠી.—ચહાદેવીના ચાબખા વીશે.

અરે ઓ ચાહદેવીજી, તમારાં નામ છે ઝાઝાં:
શીલોની ને ગુલાબી તો, ભરી ભુકી થયાં તાજાં.
ઘસે દીસો દુકાનોમાં, પડીકાં આપનાં પીળાં;
લખું ન કામ તો ઠાલો, બધે ભરપુરતો ખીલ્યાં.
તમારી મોહની જબરી, ફેલાણી વાસના સઘળી;
તમારી ફેકછે નબળી, ઉતરતાં ચીંથરાં ફાડે.

તમારાં આસનો હેઠે, સદા તો લાગતી થપડી;
તમારો અંગ જ્યાં કીધો, બહુની બુધી તો બગડી;
કરી ફીરપા તમે જાણી, થયું ત્યાં લોહીનું પાણી.
તમારો આશરો લીધો, તેને તો શેરડો સીધો;
દીધી આશીશ તમે જેને, વળ્યો ન વળકો એને.
ખઇને ખેન તો થાતાં, સપાટે સ્વર્ગમાં જાયે;
તમારી જોડનું ખાણું, ઉંચેથી આવતું ભાણું.
હરયું બહુ હોટલે નાણું, ગંભીરે જોડીઉં ગાણું.

## ગઝલ કવાલી ૭ મી.

હવે નાંખી અમી છાંટા, પધારો હીંદથી આઘાં;
તમારી તો ભલાઇનાં, સ્થળે સ્થળ વાગીઆં વાજાં.
બતાવા તો બનાવી છે, કવાલી આપની દેવી.
જાહો જલાલી તો, તમારી જકતમાં એવી;
તમારો ચાહદેવીજી, ઝપાટો જકતમાં જબરો.
વ્યભીચારી વળી વેશ્યા, પડાવ્યો મા'વરો અવળો:

## ચાહદેવીનાં લગન.

ન છોડો જાગતાં ઉંઘે, તમારાં ચાહનાં સ્વપ્નાં:
રટન દીન રાત તો થાતુ, તમારૂં ઘડીને મીનટે.
સઉ સંભારતા તમને, અરે ઓ ચાહદેવીજી;
વ્યસન છે સાતથી વાકેફ, તાલીમ તેમની લેવી.
જુગારી ચોર લુચ્ચાઓ, તમારા કંથડા એતો;
કરયું છે પરણતાં સારુ, તમારે કંથનુ નાતુ.

ગુલામો છો તમે મારા, કરીછે સત્યથી સરતો;
પનોતાં પાવલાં તારાં, અરે ગુજરાતમાં ફરતાં.
અરે કંગાલ તેં કીધા, ભુંડી તે ભાયડા તાના;
નીશામાં નાંખના ઉંડા, અરે બેભાન તેં કીધા.
જુવે જ્યાં મુખડું તારૂં, સચેતન દેહથી થાતા;
ગયાં જ્યાં આપ પીયરીએ, પડ્યા પથારીએ માંદા.
પુરોહીત ચાહદેવીના, બનાવી ઉપમા એવી;
લક્ષાધી તો બનાવ્યા તેં, અરે શાબાસ છે દેવી.
ભલુ કર ભામની ભુંડી, ચાહાઓ લુંકડી લુંડી;
ન જાવું હોટલે ગભીર, ગમાવા ગાંઠથી મુંડી.

## ફેશનબાઇનાં વખાણ વિષે.

( શંકર વસે કૈલાસમાં—એ રાહ. )

ફેશને આવીને ફસાવીયા, હેરી લીધો હિંદુસ્તાનરે--
ફીરપા કરી છે ચાહને બીટીએ.
કર્યા સૌને ગુલતાનરે. ફેશને આવીને ફસાવીયા—ટેક.
ત્રોશીંગ ટેલર શોપમાંરે; ઝાઝી જાય તો કમાઇરે;
આઠ આનાનુંરે લુગડું, બાર આનાની શીલાઇરે-ફેશને૦ ટેક.
ત્રણ પટાને ઝીણું ઝળકતુંરે; આરપાર તો જણાયરે;
વધે પોઝીશન ધોળું પહેરતાં; આતે ચાલ શો કહેવાયરે—ફેશને૦
દોલત લુંટાય બહુ દેશનીરે; બહુ જાય છે વિદેશરે;
સ્વદેશી માલ સદા પહેરવો; રાખો સત્યાગ્રહ ટેકરે—ફેશને૦
સોડા જીંઝર લિંબુ બાટલીરે; ગોળી પાનમાં જીનતાનરે;
બરફ ફોડાવે નાંખી બાટલી આવે એમનું ઉભરાણુરે—ફેશને૦

હાંલીમાં નથી ધેંસ ઓરવારે, પણ પડયો ચહાનો સ્વાદરે;
દેખાદેખી ભીખ માગતા, લેઇ મીસ્ટરોના વાદ રે—ફેશને૦
ચાર આનાની ચાહ ને બીડીઓરે; પાંચ આનાનાં પાનરે;
ઘંટી ચાટે ઘેર છોકરાં, નથી ખાવાને ધાન્યરે—ફેશને૦
ચીરૂટ સીગારેટ ફુંકતારે; રાખી ખોટાં વ્યસનરે;
થયા બંધાણી થોડી ઉમરે; વહેલા જતા સ્મશાનરે-ફેશને૦
હોટલપતિને શુદ્ધ આચારીરે; જાણે આગારજી એજરે;
દર્શન કરીને દીવ્ય દેહનાં; ખાદ્ય શું છે તેનું તેજરે—ફેશને૦
પ્યાલો પીધો જે મુખ ફાળીઓરે, તેજ માંડયો પોતે મુખરે;
લાવે ન શંકા રુગ ચિત્તમાં, ભલે ચોંટયાં હોય થુંકરે—ફેશને૦
જેમ જગન્નાથ ધામમાંરે, નથી ન્યાતોનો ભેદરે;
એવું હોટેલ ભાઇ હાલ છે, જ્યાં થાય ત્રણો ખેદરે—ફેશને૦
પીઓ બેસીને એક બાંકડેરે, રૂડી લડાવતા વાતરે;
એક બીસકુટ લેઇ બોળતા, ચાહને રસચાનો સ્વાદરે—ફેશને૦
સદા અજીરણ આફરોરે વળી ચાલુ રહે ચૂંકરે;
અટેક લેતા ચાહનો ઘુંટડો, વળી ઉપર બીડી ફુંકરે-ફેશને૦
રમણુ ને ખમણ ઢોકળાંરે, બાસુદીને દુધપાકરે:
ભજીયાં પતરવેલી આપતાં, વાશી બટાકાનું શાકરે-ફેશને૦
એંઠાં વાસી તો આરોગતારે, વળી કેવડાનો ટેસરે;
આર્ઇસ ઓર્ડરથી આવતા, લાગો હેજતનો લેશરે—ફેશને૦
હોટલ મંદીરસમાં જાણજોરે, જાજો દીમાં દશ વારરે;
તેથી થશે વિરા આપણો, મહા પાપથી ઓધારરે—ફેશને૦
ચાહ સ્વર્ગથકી ઉતરીરે, જાણે ગંગાજીનું નીરરે;
પીઓ તેને ઓ પ્યારા પ્રેમથી, ઝટ જવા પેલે તીરરે—ફેશને૦

ચાહ પીઓને પીઓ બીડીઓરે, ભરી પુરેપુરાં પેટરે;
અવસર ફરીને આવો નહિં મળે, સુણો શાણા સૌ શેઠરે—ફેશને૦
પૈસો એકેક જો એને દીઓરે, તો દેશે ચરણામૃત શુદ્ધરે;
ગરમ પાણીને ખાંડ ચમચો, ઉપર પાડે ટીંપું દુધરે—ફેશને૦
રોજ રહે છે ઉનું કાળજુંરે, જેવું બોઇલરનું મુખરે;
ક્ષણમાંહિ ક્ષય રોગ થાય છે. મરતાં આવે નહિં દુઃખરે—ફેશને૦
ખોટી ન થાય ઝાઝાં ખોરતાંરે, જન ડાધુ તે ઠામરે;
વહેલાં આવે છે વળી તેડવા, પ્યારા પ્રભુનાં વૈમાનરે—ફેશને૦
બુટ ઇસ્ટોકીન પહેરતાંરે, ઘરેણાંમાં ઘડીયાળરે;
કુતરાની પેઠે ગળે કાંઠલો, માથે ઉંચા નીચા વાળરે—ફેશને૦
ચોળી મટીને થયાં પોલકાંરે, પહેરે પારસી દરેશરે;
અસલ ગયા હિંદુસ્તાનથી, ઘેર આવે ભાળી વેશરે—ફેશને૦
બાવડાં ઉઘાડાં નીત ઓપતાંરે, અંગ આખું તો દેખાયરે;
ફેશની ઘરેણાં વાપરયાં, જુડાં રસેલાં સોહાયરે—ફેશને૦
છેલ્લી શીખામણ માનજોરે, કર જોડી લાગુ પાયરે;
ગુંણ ગંભીર શું એ વર્ણવે, ગાણું હોટેલનું ગાયરે—ફેશને૦
સસપુર ગામ છે સોહામણુંરે, મુમનાવાડમાં મુકામરે;
કહે પ્રતિજ્ઞા લ્યો ચાહની, કરૂં આપને પ્રણામ—ફેશને ચાની૦

## ચહાનો જુલમ.

( જંગલ વસાવ્યો જોગીએ—એ રાગ. )

કેર કર્યો ચાહ ત્હેં ઘણો, કરીઆ સરવેને રાંકજી;
કાધા બંધાણી સૌ બાપડા, વેરણ તારો એ વાંકજી—કેર કર્યો૦
ચેન પડે નહિં ચાહ વિના, જ્યારે થયું પ્રભાતજી;

ઉના ઉકાળા ખોળતાં, જાણે થયો સનેપાતજી—ફેર કર્યો૦
નાસ્તા ઉત્તમ ઘેર અતિ ઘણા, ભડુ ભાત્મના બેસજી;
પણ ચાહદેવી તું ચાવળી, તુજ વિણ આવે ન ટેસજી—ફેર કર્યો૦
પક્ષી જાતિ જેમ કાગડો, મુકો વિવિધ ભોજનજી;
વિષ્ટા વિણ એને ના ગમે, બીજે અડે નહિં અન્યજી—ફેર કર્યો૦
તેમ તમે પણ કાગ છો, ચાહ છે વિષ્ટાનું મુળજી;
ચાહ ચુંથો પીઓ પ્રેમથી, ધિક્ જીવતર ધુળજી—ફેર કર્યો૦
ચાહતણા તો મુળમાં, આવે હાડનો વેહેરજી;
મુત્ર વિષ્ટાથી એ સિંચતાં, તેને પીઓ માની લ્હેરજી—ફેર કર્યો૦
માખીઓ ફરે સરવે ઠામમાં, ઝટ જખમપર આવેજી;
ઉત્તમ પદાર્થ મેલીને, હોટલ ચાહ કેમ ભાવેજી.—ફેર કર્યો૦
નર નમાલ્ય કર્યા ઘણા, ક્ષય ખાંસીના રોગજી;
દવા દરરોજ રહે ચાલતી, ચાહ તારા એ ભોગજી—ફેર કર્યો૦
આવે ઓગાસાં ઉતરે, કેફ અંગમાં ન માયજી;
લોહીનું પાણી થાય સ્હેજમાં, વહેલો વૈકુંઠ જાયજી—ફેર કર્યો૦
હોક ઢીલો કરી હેઠલો, લે છે લબકારે ચાહજી;
જોડે મીસ્ટરોને સુચવે, સ્પેશ્યલ બન્યો છે વાહજી—ફેર કર્યો.
બાધા ખૂટ કાઢ્યા તણી, થઈ અકડ આપજી;
વા આયો જાણે અંગમાં, પુરાં મળીયાં છે પાપજી—ફેર કર્યો૦
ઓર્ડર આપે ઉતરે, ભાણું ખાણાનું ભેટજી;
વાસી વધેલા આરોગતાં, પાચન થાય કેમ પેટજી—ફેર કર્યો૦
કુણાં બાળો શીદ કાળજાં, મુકો ચાહ તો કાપજી;
હારી બેઠા છો ચોદેશથી, લક્ષ્મી થઇ છે અલોપજી—ફેર કર્યો૦

હાથ જોડી અરજી કરૂં, સ્વપ્ને આવે ન ચાહજી;
આવી જજે હિંદુસ્તાનથી, ગુણુ ગંભીર ગાયજી—કેર કર્યો૦

## ચહાનો કેર.

### રાગ મરસીયો.

હાય વોયરે, આવી ચાહ હિંદુસ્તાનમાં, આવી ચાહ હિંદુસ્તાનમાં
ડેલી જાવું પડે દવાખાનમાંરે—હાય વોયરે૦
બહુ જણને બેભાનરે કીધા, અર્ધી વાતે લુંટી તેં તો લીધા;
થયા નિર્બળ જેણે પ્યાલા પીધારે—હાય વોયરે આવી ચહા૦
જેમ કીડા વિષ્ટાને નવ મુકે, તેમ ચહા વિના કેમ ચૂકે;
એઠા પ્યાલા ચોંટયાં ભલે થું કેરે,—હાય વોયરે આવી ચાહ૦
જેગ ગુંગો ઉથામે છે ગોળા, ચાખી જુવે છે આગળી બોળી;
છોને જાડે બેઠા ઢેડ-કોળીરે હાય વોયરે—આવી—ચહા૦
સઉને એક આગે તો ફેલાયો—કાળો કેર આતો વરતાયો.
દેખી હોટલને થાય ઘણી લાહાયોરે—હાય વોયરે૦
ક્ષય વાળે પ્યાલો જે પીધો, પાણી રેડી ચોખો ભલે કીધો;
રોગ લાગુ ને શેરડો સીધોરે- હાય વોયરે આવી ચહા૦
ખુબ ઉકળે ઉકળતી ચાહે, લાખો માંખી પડે તે માંહે;
ભરી પ્યાલો મુકે લાવી ત્યાંહેરે—હાય વોયરે આવી. ચહા૦
ચાહ પીએ તેનો દીન ઉઠયો, અને રામ એના પર રૂઠયો,
નકી કાળ એનો ભાઇ ખુટયોરે—હાય વોયરે આવી. ચહા૦
ચહા પીધી કે તરત જાણે ખીલ્યા, કેફ ઉતરી કે મુખ થયાં ઢીલાં;
વીરા જોજો ચાલો હવે વીલારે—હોય વોયરે આવી. ચહા૦
સઉને એક આરે ભાઇ કીધા, જેને ઝેરી કટોરા એ પીધા;

વહેલા સ્વર્ગે વિદાય થયા સીધારે—હાય વોયરે આવી. ચહા૦
ઘૃત માખણને દુધ થયાં મોંઘાં, વહાલા વીરા શું ઘેનમાં ઉંઘો;
ચાહ છોડી દ્યો સહેજે થાય સુધારે—હાય વોયરે આવી. ચહા૦
નાણું ત્રણ હજાર નિત્ય જાતું, એ તો ચાહને ખાંડમાં રોકાતું;
પછી સોંઘાની શી કરો વાતુંરે—હાય વોયરે આવી. ચહા૦
દ્રઢ ચહાની પ્રતિજ્ઞાજ લેજો, ઇષ્ટ મિત્રોને એજ બોધ દેજો;
કહે ગંભીર સંદેશો આ કહેજોરે—હાય વોયરે આવી. ચહા૦
શોભા સારી સરસપુર ગામ છે, મુમનાવાડમાં હાલ મુકામ છે;
શુણી સુધરો તો મારા પ્રણામ છેરે—હાય વોયરે, આવી. ચહા૦

## ગાંધી મહાત્મા વિષે.

( શંકર વસે કૈલાસમાં—એ રાગ. )

હીરો અમુલખ હિંદનો, ઘણું જીવો ગાંધી આજરે—હીરો—ટેક
ભુષણ ભારત ભુમીનાંરે રૂડા વિવેકી ઉદારરે;
વિદ્યા દીવાકર દેશના, કાયમ રાખો કીરતારરે—હીરો૦
દુઃખીયા જોયા મજુરનેરે. મોંઘવારીથી હેરાનરે;
અત્રે અમદાવાદ આવીયા, વિવેકી વિદ્વાનરે—હીરો૦
રત્ન સારાભાઇ કુળમાં, અનુસુયા અવતારરે;
એંકર શંકરલાલને, મળી રૂડો રચ્યો છે વિચારરે—હીરો૦
મોંઘવારીમાં મજુરનેરે, પુરૂં પરાણે તો થાયરે;
ચાર ખાનાર રળે એકલો, એ તો કાઝું શે જીવાયરે—હીરો૦
એજન્ટોને કર્યા એકઠારે, મીલોવાળાની મીટીંગરે;
બોનસ વધારો વેંચો સર્વને, સાળખાતાને સ્પીનીંગરે—હીરો૦
શેઠ આધારે મજુર છે રે, મજુર આધારે શેઠરે;
અન્યો અન્ય એમ ઉજળા, સમજાવીઓ એ પોઇન્ટરે—હીરો૦

પગાર ઉપર ટકા પાંત્રીસરે, ઠીક રાખો એ ઠરાવરે;
એજન્ટ કહે અમે આપશું, વીસ ટકા ચાલુ ભાવરે—હીરો૦

વાંધો પડયો એજ વાતનોરે, પડી મજુરોને જાણુરે;
કામે જવું ન કે' કારીગરો, તેની થઇ તાણાતાણુરે—હીરો૦

ઓર્ડર એજંટોએ આલીઓરે સાળ ખાતે કરો સીલ હે
વીસ ટકા વીના—નહિં મળે, ભલે બંધ રહે મીલરે—હીરો૦

કમેટી. કારીગરો તણી રે શાહપુર દરવાજા બાહારરે;
હીંદુ ઇસલામી ભાઇઓ આવતા, રૂડાં ભાષણોજ થાયરે—હીરો૦

ગાંધી અનસુયાબેનજ આવીનેરે આપે સર્વેને ધીરરે;
ઉભય પક્ષા સલાહ આપતાં, નદી સાબરને તીરરે—હીરો૦

મહીનો થયો કે મજુર તો રે—ઘણા મનમાં મુંઝાયરે.
પણ લીધું ગાંધી માહાત્મા, નક્કી પાંતરી ટકાયરે—હીરો૦

એજંટો સઉ થયા એકઠારે રાખ્યું મોટાનું માનરે;
સઉને સમજુતી કરી સંપથી, ગાંધી માહા ગુણવાનરે—હીરો૦

પહેલે દહાડે મળ્યા પાંતરીરે, બીજે દહાડે મળ્યા વીસરે;
સાડી સતાવી ત્રણ માસ તો, પછી મળ્યા પાંતરીસરે—હીરો૦

ખેડા જીલ્લામાં ખેડુતનેરે, જઇ કર્યું ઘણું સુખરે,
સત્યની લડત લડયા કોરટે, કાપ્યું કગેડાનું દુઃખરે—હીરો૦

માહા પુરૂષારથી પરાક્રમીરે, મળ્યા ઉંચા ઇલકાબરે;
કર્મવીર સર્વોપરી, તેજસ્વી જનાબરે હીરો૦

સસપુર ગામ છે સોહામણુરે, મુમનાવાડમાં નીવાસરે
ગુણુ ગંભીર શું વરણું, સઉ સજ્જનોનો દાસરે—હીરો૦

## ગરબી.

( જીવો વીકટોરીઆ એ રાગ )

અમ્મર રહો અનુસુયા, ધરયો રાજનગર અવતાર—ટેક.
જેનો જસ તો જગત્માંહી ઝગમગે;
ઉપકાર અમાપ ઉદાર—અમ્મર રહો૦
ધન્ય બહાદુર છો બળ બુદ્ધિમાં,
રત્ન જગતમાં અમુલક આપ—અમ્મર રહો૦
અત્રે હાલ અમદાવાદ શહેરમાં,
ગરીબોનાં એ પાલનહાર—અમ્મર રહો૦
દવાખાનાં ખોલાવ્યાં છે દેશમાં,
દયા દિલમાં સદા પરકાજ—અમ્મર રહો૦
વિદ્યા બહાદુર જો બળ બુદ્ધમાં,
સત્યાગ્રહ તણાં સરદાર—અમ્મર રહો૦
હીરો અનુસોયા ઇશ્વરે અરપીઓ;
રૂડા રાજ એ નગ્ર મોઝાર—અમ્મર રહો૦
મોંઘવારીમાં સારી મદદ કરી,
રાખી મીલ મજુરની લાજ—અમ્મર રહો૦
પર કાજે સદા શુભ લાગણી,
આલી સત્ય લડતની ફરજ—અમ્મર રહો૦
કાવ્ય પુષ્પ ધરૂં છું હું આપને,
ગુણ દેખીને ગંભીર ગાય—અમીર રહો૦

## સમાપ્ત.

# સુચના.

યોગી માહાત્માની અનુભવસિદ્ધ દવાઓ:—જેવાં કે ગળતી સંઘરણી તથા પાણી લાગેલું ઝાડાના રોગ તથા દરેક પ્રકારના રોગ નાડી પરીક્ષાથી તથા સ્વરોદયના પ્રમાણથી ભયંકર રોગ નીવારણ થાય છે. અમઈના માટે હુમાં માહાત્માની પ્રસાદી તરીકે બુટ્ટી આપવાથી ગમે તેવું જુનું અમઈનું દરદ મટે છે હાથે બાંધવાથી તે બુટ્ટીના રૂ. ૧। ધર્માદા ખાતે લેવાય છે. ખસની પડી અકસીર કીંમત ૪ આના મળવાનું ઠેકાણું સરસપુર વાસણશેરી જુમનાવાડ ભગત ગંભીરદાસ કરસનદાસ બ્રહ્મભટ્ટ રૂબરૂ મળવાથી વધારે ખાત્રી થશે.

હરી ૐ શાન્તી શાન્તી શાન્તી

